**તમ્હીદ**—આ રિસાલો અસલ ઉરદુમાં હઝરત મૌલાના મોલવી આશિક ઇલાહી સાહબ (મોલવી ફાઝિલ) મીરઠીએ બચ્ચાઓ માટે લખ્યો છે. તેનો આ ગુજરાતી તરજુમો છે. આજ કાલના ફિતનાના ઝમાનામાં અને હવે પછી જે નાઝુક ઝમાનો આવતો જાય છે. તેની બુરાઈઓથી પોતાના બચ્ચાઓની હિફાઝતની ઘણી જરૂર છે. અને આ રિસાલો અકાએદના બારામાં એક ઢાલ તરીકે સાબિત થશે, એવી અલ્લાહપાકથી ઉમેદ છે. મવલાનાને અલ્લાહ તઆલા બેઉ જહાનમાં જઝાએ ખેર દે આમીન.

# અકાએદે ઈસ્લામ

**બિસમિલ્લા હિર્રહમા નિર્રહીમ,**

**નહમદહુ વ નુસલ્લી અલા રસુલિહિલ કરીમ.**

**અહલે સુન્નત વલ જમાઅત**—જાણવું જોઈએ કે તમામ દીનોમાં સિર્ફ દીને ઇસ્લામ ખુદાનો પસંદ કરેલો દીન છે, અને જેટલા પણ ઇસ્લામનું નામ લેનારાઓ છે તેઓમાં સિર્ફ અહલે સુન્નત વલ જમાઅતજ ઇસ્લામના સાચા [illegible] છે. અને એ સબબથી કે કોઇ નેક કામ અકીદાઓની દુરસ્તી વગર ફાયદાકારક નથી, કેમકે અકીદા દુરસ્ત હોય તો થોડી નેકી પણ ઘણી છે અને કોઇ ગુનાહ થઇ જાય તો તેના માફ થવાની [illegible] ઉમેદ છે પણ અકીદા ઠીક ન હોય તો સારામાં સારા કામ [illegible] બરબાદ અને બેકાર [illegible] બલ્કે નેકી બરબાદ ગુનાહ લાઝિમ થાય છે. એટલા [illegible] અમે ઇસ્લામના જરૂરી અને અસલ અકીદા લખીએ છીએ. એ અકીદાઓને ધ્યાનથી વાંચો અને સમજો અને એ પર કાયમ રહો, કેમકે રસુલુલ્લાહ સલ્લલ્લાહો અ[illegible] વ સલ્લમે પોતાના સહાબાઓને એજ અકીદા શીખવ્યા હતા [illegible] લોકોએ નવી નવી વાતો કહા[illegible] ઇસ્લામના તરફ લાગુ પા[illegible] અને તેઓના બોત્તેર ફિરકાઓ થઇ ગયા, કોઇ નેચરી બ[illegible]

રાફઝી, કાદરી ખારજી અને કોઈ કુફ્રી. એ ફિરકાઓની વાતોનો કંઈ એતેબાર નહિ રાખો કેમકે રસૂલુલ્લાહ સલ્લલ્લાહો અલયહે વસલ્લમે સિર્ફ અહલે સુન્નત વલ જમાઅતને જન્નતી ફરમાવ્યું છે, અને બાકી બધા ફીરકાઓને દોઝખી. તે ખરા અકીદા આ મુજબ છે:—

**૧. અલ્લાહની ઝાત અને તેની સિફતો**—આખું જહાન પહેલાં પેદા થયું ન હતું, અને કંઈ પણ ન હતું. સઉને એક પાક ઝાતે પેદા કીધા જેનું નામ અલ્લાહ છે. તે એક છે. નથી ઝાતમાં કોઈ તેના જેવો. નથી સિફતોમાં. બંદગી કરવાને લાયક સિર્ફ તેજ છે, અને તેના સિવાય કોઈની ઇબાદત કરવી સિર્ક કહેવાય છે જે કદી પણ માફ થશે નહી.

૨. હયાત અને ઝિન્દગી તેની સિફત છે. હરેક ચીઝ પર તેને કુદરત છે એટલે જે કંઈ પણ ચાહે તે કરી શકે છે. ઇરાદો પણ તેની સિફત છે. કોઈ નાની યા મોટી, અને મોજુદ યા મઅદૂમ (જે નથી) એવી કોઈ ચીઝ નથી જે તે જાણતો ન હોય. તે દરેક ચીઝને જુએ છે અને હરેક અવાજને ગમે તેવી આહિસ્તા કેમ ન હોય તે સાંભળે છે. કલામની સિફત તેને હાસિલ છે એટલે જેનાથી ચાહે છે તેનાથી વાત કરે છે અને જે ચાહે છે હુકમ દે છે યા મના ફરમાવે છે. બધી ખુબીઓ તેને હાસિલ છે. હર એબથી પાક છે. ઇઝઝત અને જલાલ તેની શાન છે. પોતાના બંદાઓ પર શફકત અને મહેરબાની તેનું કામ છે. ગુનાહોને બક્ષે છે. આફતોથી બચાવે છે. જેને ચાહે છે તાઝા રોઝી દે છે અને જેની ચાહે છે તેની રોઝીને તંગ કરે છે. અને ઝિલ્લત દેવાવાળો તેજ છે. ઇન્સાફ અને તહમ્મુલવાળો પર તેજ હાકેમ છે. તેના પર કોઈ હાકેમ નથી. દુઆઓ છે અને બંદાઓનું કામ બનાવે છે. તેનું કોઈ કામ

હિકમતથી ખાલી નથી. તેણેજ બધાને પેદા કીધા. તેનાજ હુકમથી બધાને મોત આવે છે, અને તેજ બધાને કિયામતના દીવસે ફરી પેદા કરશે.

૩. તેની ઝાત અને સિફતોને હમેશગી હાસિલ છે. તે જીસ્મ અને જીસ્માની સિફતોથી પાક છે. એટલે મકાન અને વખત, અને ઝમાના, યા બીમારી અને તંદુરસ્તી, રંજ અને ખુશી, જુવાની અને વડપણ, દુબલાપણું અને જાડાપણું, ગરજ કે જે ચીજો જીસમને લાગુ પડે છે તે બધાથી રહિત છે. કોઈ ચીજથી તેને ઇત્તેસાલ (વલગણ) નથી. તે કોઈનીમાં દાખલ થતો નથી, અને તેનામાં કોઇ ચીજ દાખલ થતી નથી. તેને અવલાદ, અને બીબી નથી. તે કોઇની ઓલાદ નથી અને એ હેરફેર અને હાજતપણાંની વાતો તેની ઝાતને લાયક નથી. કોઈ ચીજ તેના પર વાજીબ યા જરૂરી નથી. જે ચાહે તે હુકમ દે, કોઈ તેને રોકવા ટોકવાવાલો નથી. જેને ચાહે છે તેને ગુનાહ પર સજા દે છે, અને જેને ચાહે છે તેને માફ ફરમાવી દે છે. દુન્યા જહાનમાં જે કંઇ પણ થાય છે તેનાજ હુકમથી થાય છે એટલે તેના ઇરાદા વગર કોઇ પાંતરૂ પણ હાલી શકતુ નથી.

૪. **તકદીર**—દુનિયામાં ભલું બુરૂં જે કંઇબી થાય છે બધાને અલ્લાહ તઆલા તેના થવા પહેલાં હમેશાથી જાણે છે. અને પોતાના જાણવા મુજબ તેને પેદા કરે છે. તકદીર આનુંજ નામ છે. ઇમાન અને નિફાક, બુરાઇ અને ભલાઈ, સઉનો ખાલેક તેજ છે. આપણા નેક અને બદ અમલો સઉ તેનાજ પેદા કરેલા છે. અલબત્ત એ અમલોના કરનારા આપણે છીએ. તેણે બંદાઓને સમજ અને ઇરાદો દીધો છે જેનાથી તેઓ ગુનાહ અને સવાબના કામ પોતાના અખત્યારથી કરે છે: પણ એ કામના પેદા કરવાની તાકત અલ્લાહના સિવાય કોઇને નથી. આખા જહાનનો કારોબાર તેનાજ ચલાવવાથી ચાલી રહ્યા છે. જેની મિસાલ એવી નથી જેમકે ઘડીઆળમાં ચાવી દઇને અલગ થઈ

ગયા કે હવે તેના કાંટા પોતાની મેળે ચાલતા રહેશે, અને ચાવી ઉતરી જવાની સાથેજ બધા સાંચો અટકી પડશે. બલ્કે એવી મિસાલ છે જેમકે કોઇ ઘડીઆળના કાંટાને પોતાના હાથે ચલાવે કે જ્યાં સુધી ચલાવવા ચાહશે, ચલાવશે, અને જ્યારે રોકવા ચાહશે, હાથ ઉઠાવી લેશે અને સાંચો બંધ પડી જશે. તેણે પોતાના બંદાઓને જુદા જુદા કામો પર મુકર્રર કર્યા છે. દાખલા તરીકે મલેકલ મોતને રૂહ કબ્ઝ કરવા પર, અને નબીઓને લોકોની હિદાયત પર. પણ પોતાના ખુદાઇ અખત્યારો કોઇને પણ દીધા નથી. તેથી અલ્લાહના હુકમ અને ઇરાદા વગર કોઇ પણ કંઇ કરી શકતું નથી. મોત આપનારો, જીવતો રાખનારો, નફો યા નુકસાન પહોંચાડનારો અને હિદાયત આપનારો તેજ એક છે.

૫. **તદબીર**—અલ્લાહે બંદાઓને એવા કામનો કદી હુકમ આપ્યો નથી જે તેઓથી થઇ શકે નહી. અને તેઓ પોતાના કામોમાં એવા મજબુર નથી કે જેમ તેઓનું હાથ હલાવવું એવું હોય કે જેમ ધુજારી અને કંપારી થાય છે કે જો એવું ચાહે કે ધુજારી ન થાયતો તે તેઓના અખત્યારથી બહાર છે. બલ્કે તેઓને અખત્યાર દેવામાં આવ્યો છે કે જે કામ ચાહે તે કરે અને જે ચાહે તે નહી કરે. એજ અખત્યાર પર તેઓને નેક કામ કરવાના સબબથી સવાબ મળે છે અને ગુનાહ કરવા પર સઝા મળશે. પણ એ અખત્યાર એવો નથી જે અલ્લાહના ઇરાદાના તાબે રહેવાથી આઝાદ કરી દે અને એજ માટે એમ કહે છે કે ઇન્સાનના અખત્યારની હકીકત પુરી રીતે સમજમાં આવી શકતી નથી.

૬. **અલ્લાહના નામો**—અલ્લાહના જે નામો શરીઅતે બતાવી દીધાં છે સિર્ફ તેજ નામોથી તેને પોકારવો જોઇએ. તેઓના સિવાય પોતાના યા કોઇ બીજાના ઘડેલા નામ (જેમકે નારાયણ યા

પરમેશ્વર યા બાપ યા ઉસ્તાદ વિગેરે) થી પુકારવો દુરસ્ત નથી. એજ મુજબ અલ્લાહના નામોનો કોઇ બીજી ઝબાનમાં એવો તરજુમો કરવો કે પુરી મતલબ અદા થઇ ન શકે અને એબનો રંગ પેદા થાય તે જાએઝ નથી, જેમકે કદીમનો તરજુમો જુનો યા પુરાનો. અલબત, અર્થ પુરો અદા થઇ જાય તો બીજી ઝબાનમાં તરજુમો પણ જાએઝ છે જેમકે રબનો તરજુમો પરવરદેગાર, અને માલેકનો તરજુમો ખુદા અને ખુદાવંદ.

૭. **પયગંબરો**—અલ્લાહના મોકલેલા ઘણા પયગંબરો બંદાઓને અલ્લાહનો પસંદ કરેલો રસ્તો બતાવવા અને તેની ખુશનુદી હાસિલ કરવાનો તરીકો બતાવવાને માટે દુન્યામાં આવ્યા. તેઓની ચોક્કસ સંખ્યા અલ્લાહનેજ માલુમ છે. એ પયગંબરોને બધા ગુનાહોથી પાક સમજવા જોઇએ. એઓની સચ્ચાઇ બતાવવાને અલ્લાહે એઓના હાથે એવી મુસ્કેલ વાતો જાહેર કરાવી જે કોઇ બીજાથી થઇ ન શકે. જેમકે હઝરત મુસાએ પત્થર પર લાકી મારી તો ઝરણુ વહેતા થઇ ગયા. એમના હાથની લાકી અઝદહા બનીને જાદુગરોના સાંપોને ગળી ગઇ. યા હજરત ઇસા (અ.) ના હાથ લગાડવાથી સાવ આંધળા આંખવાળા, અને કોઢની બીમારીવાલા બિલકુલ તંદરૂસ્ત, અને મરી ગયલા શખ્સ જીવતા થઇ ગયા. આવી વાતોને **મોઅજેઝા** કહે છે.

પયગંબરોમાં સઉથી પહેલાં હઝરત આદમ અલયહિસ્સલામ હતા, અને સઉના બાદ હઝરત મોહમ્મદ સલ્લલ્લાહો અલયહે વ સલ્લમ. અને બાકી બધા દરમ્યાનમાં થયા, જેઓમાં કેટલાક ઘણા મસહુર છે. જેમકે હઝરત નૂહ અલયહિસ્સલામ, હઝરત ઇબ્રાહીમ અલયહિસ્સલામ, હઝરત યઅકુબ અલયહિસ્સલામ, હઝરત યુસુફ અલયહિસ્સલામ, હઝરત દાઉદ અલયહિસ્સલામ, હઝરત સુલેમાન અલયહિસ્સલામ, હઝરત અય્યુબ અલયહિસ્સલામ, હઝરત મૂસા અલયહિસ્સલામ, હઝરત હારૂન

અલયહિસ્સલામ, હઝરત ઝકરીયા અલયહિસ્સલામ, હઝરત યહયા અલયહિસ્સલામ, હઝરત ઇસા અલયહિસ્સલામ, હઝરત ઇલ્યાસ અલયહિસ્સલામ, હઝરત અલ્યસઅ અલયહિસ્સલામ, હઝરત યુનુસ અલયહિસ્સલામ, હઝરત લૂત અલયહિસ્સલામ, હઝરત ઇદરીસ અલયહિસ્સલામ, હઝરત ઝુલકિફ્લ અલયહિસ્સલામ, હઝરત સાલેહ અલયહિસ્સલામ, હઝરત હુદ અલયહિસ્સલામ અને હઝરત શુએબ અલયહિસ્સલામ.

૮. પયગંબરોમાં સઉથી મોટો દરજ્જો આપણા પયગંબર મોહમ્મદ સલ્લલ્લાહો અલયહે વ સલ્લમનો છે. આપની પછી કોઇ નવો પયગંબર આવી શકતો નથી. કિયામત સુધી જેટલા આદમી અને જીન થશે, આપ તેઓ બધાના પયગંબર છે.

૯. **મેઅરાજ**—મોહમ્મદ સલ્લલ્લાહો અલયહે વ સલ્લમને જાગતી હાલતમાં અને જીસ્મની સાથે અલ્લાહ તઆલાએ મક્કાથી બયતુલ મુકદ્દસ અને ત્યાંથી સાતે આસમાનો પર અને ફરી જ્યાં સુધી પણ ચાહ્યું પહોંચાડયા અને પછી મક્કામાં પહોંચાડી દીધા. આને મેઅરાજ કહે છે.

૧૦. **ફરિશ્તા**—અલ્લાહ તઆલાએ કેટલીક મખ્લુક નૂરથી પેદા કરી છે, જે આપણને દેખાતી નથી. તેઓને ફરિશ્તા કહે છે. ઘણાં કામો તેઓના હવાલે છે જેઓને કાહેલી વગર તેઓ બજાવે છે અને કદી પણ અલ્લાહના હુકમના ખિલાફ કરતા નથી. તેઓમાં ચાર ફરિશ્તા બહુ મશહુર છે. જીબરઇલ અલયહિસ્સલામ, મીકાઇલ અલયહિસ્સલામ, ઇસરાફીલ અલયહિસ્સલામ, અને ઇઝરાઇલ અલયહિસ્સલામ.

**જીન**—એજ મુજબ અલ્લાહ તઆલાએ કેટલીક મખ્લુક આગથી પેદા કરી છે, અને તે પણ આપણને નજરે પડતી નથી.

તેઓને જીન કહે છે. તેઓમાં નેક અને બદ બન્ની તરેહના હોય છે, અને તેઓને ઓલાદ પણ થાય છે. તેઓમાં વધારે મશહૂર ઇબ્લીસ એટલે શયતાન છે.

**૧૧. વલી**—મુસલમાન ખરા અકીદા રાખે છે, અને દિલથી અલ્લાહની ઇબાદત કરે છે અને ગુનાહોથી બચે છે અને હરેક ચીઝથી વધારે અલ્લાહની મોહબ્બત રાખવા લાગે છે તો તે અલ્લાહનો દોસ્ત બની જાય છે. એને વલી કહે છે. એવા શખ્સથી કદી એવી વાતો થવા લાગે છે જે બીજાઓથી થઈ શકતી નથી. એ વાતોને કરામત કહે છે. પણ વલી ગમે તેવા મોટા દરજ્જાનો થઈ જાય, પણ નબીના મરતબા પર પહોંચી શકતો નથી. અને જ્યાં સુધી હોશ હવાસ ( શુદ્ધ બુદ્ધ ) બાકી છે ત્યાં સુધી શરીઅતની પાબંદી તેના પર લાઝીમ રહે છે, કોઇ ઇબાદત તેને માફ થતી નથી અને કોઇ ગુનોહ તેને માટે જાએઝ બનતો નથી.

**૧૨.** જે શખ્સનો અકીદો યા અમલ શરીઅતના ખિલાફ હોય તે કદી વલી બની શકતો નથી. અગર તેનાથી કોઇ અચંબાની વાત જાહેર થાય તો તે કરામત નથી, બલ્કે જાદુ યા શોઅબેદા (નઝરબંદી) અને શયતાની ધંધો છે. તેનાપર હરગિઝ એતેકાદ રાખવો નહી જોઇએ.

**૧૩. બિદઅત**—દીનમાં કોઇ નવી વાત કહાડવી જે કુરઆન અને હદીસમાં નથી તે બિદઅત કહેવાય છે અને બિદઅત મોટો ગુનોહ છે.

**૧૪. કિતાબો**—અલ્લાહ તઆલાએ ઘણા ખરા પયગંબરો પર નાની મોટી કિતાબો હઝરત જીબરઇલ અલયહિસ્સલામની મારફત આસમાનથી ઉતારી કે જેથી તેઓ પોતાની ઉમ્મતને દીનની વાતો બતાવે. એઓમાં ચાર કિતાબો વધારે મશહૂર છે. ૧. તવરેત જે હઝરત મુસા અલયહિસ્સલામ પર ઉતરી, ૨. ઝબુર જે હઝરત દાઉદ અલયહિસ્સલામ પર નાઝિલ થઈ, ૩. ઇન્જીલ જે હઝરત ઇસા અલયહિસ્સલામને

મસી, અને ૪. આખરી કિતાબ કુરઆન મજીદ જે આપણા પયગંબર હઝરત મોહમ્મદ સલ્લલ્લાહો અલયહે વસલ્લમ પર ઉતરયું. બીજી કિતાબોને ગુમરાહ લોકોએ બદલી નાખી, પણ કુરઆન મજીદની હિફાઝતનો અલ્લાહ તઆલાએ ઝિમ્મો લીધો છે, તેથી એને કોઇ બદલી શકતો નથી, અને એનો હુકમ કિયામત સુધી જારી રહેસે કેમકે બધા દીનો એની સામે મનસૂખ એટલે રદ થઇ ગયા.

**૧૫. સહાબી**—જે મુસલમાન મર્દ યા ઓરતે મોહમ્મદ સલ્લલ્લાહો અલયહે વસલ્લમને જોયા ને સહાબી કહેવાય છે. એઓનો એટલો મોટો મરતબો છે કે મોટામાં મોટા વલી પણ એઓના અદના દરજ્જાને પહોંચી શકતા નથી. અગર એઓના આપસનો કોઇ લડાઇ ઝગડો સાંભળો તો ભૂલ ચુક સમજો અને બુરાઇની સાથે એઓની વાત નહિ કરો. એઓ બધામાં વધારે બુલંદ મરતબાના ચાર સહાબીઓ છે. ૧. હઝરત અબુબકર સિદ્દીક રદીઅલ્લાહો અન્હો જેવણ આં હઝરતની પછી આપની જગ્યાએ બેઠા અને દીનને સંભાળ્યો. એમને પહેલા ખલીફા કહે છે, એવણ તમામ ઉમ્મતમાં સઉથી બેહતર છે. ૨. એમની પછી હઝરત ઉમર ફારૂક રદીઅલ્લાહો અન્હો જેવણ બીજા ખલીફા છે. ૩. પછી હઝરત ઉસ્માન ગની રદીઅલ્લાહો અન્હો ત્રીજા ખલીફા છે. ૪. અને પછી હઝરત અલી રદીઅલ્લાહો અન્હો ચોથા ખલીફા છે.

**૧૬. અહલેબેત**—આં હઝરત સલ્લલ્લાહો અલયહે વસલ્લમની અવલાદ અને બીબીઓ બધાની તાઝીમ કરવી જરૂર છે. અવલાદમાં સઉથી મોટો મરતબો હઝરત ફાતેમા રદીઅલ્લાહો અન્હાનો છે, અને બીબીઓમાં હઝરત ખદીજા અને હઝરત આયશા રદીઅલ્લાહો અન્હુમાનો. હઝરતના સહાબા બીજા નબીઓના સહાબાથી અફઝલ છે

**૧૭. કુફ્ર**—અલ્લાહ અને રસૂલની બધી વાતોને સાચી સમજવી અને માની લેવી જરૂરી છે. કોઇ એક વાતમાં પણ શક રાખ્યો,

યા તેને જુઠી ઠેરવી, યા તેમાં એબ કહાડયો, યા તેનો મઝાક ઉડાવ્યો તો ઇમાન જતો રહેશે. એજ મુજબ ગુનાહને હલાલ સમજવો પણ કુફ્ર છે, અને અલ્લાહથી નિડર થઇ જવું, યા નાઉમીદ થઈ જવું, યા કોઇને ગેબની વાત પૂછવી અને તેનો યકીન કરી લેવો એ પણ કુફ્ર છે કેમકે ગેબનો હાલ અલ્લાહના સિવાય કોઇ જાણતો નથી.

**૧૮. કબરમાં સવાલ જવાબ**—મરવા પછી ઇન્સાન કબરમાં યા જે હાલમાં બી હોય તેની પાસે ખુદાના બે ફરિશતા મુન્કર અને નકીર આવે છે અને તેને પૂછે છે કે તારો પરવરદેગાર કોણ છે. અને તારો દીન કયો છે, અને મોહંમદ સલ્લલ્લાહો અલયહે વસલ્લમના વિશે પુછે છે કે એવણ કોણ છે, ફરી જો મરનાર ઇમાનદાર હોય છે તો ઠીક ઠીક જવાબ દે છે, પછી તેને માટે જન્નતની બારી ખુલી જાય છે અને તેને બધી રીતનો ચેન અને આરામ હાસિલ થાય છે. અને જો મરનાર ઇમાનદાર ન હોય તો તે બધી વાતોના જવાબમાં કહે છે કે મને ખબર નથી. પછી તેને માટે દોઝખનો દરવાજો ઉઘડી જાય છે. અને તરેહ તરેહની સખ્તી અને તકલીફ રહે છે. અને કેટલાકને અલ્લાહ તઆલા એ ઇમતેહાનથી માફ કરી દે છે. પણ આ બધી વાતો મરનારને માલુમ થાય છે, આપણને દેખાતી નથી, જેવી રીતે સુતેલો આદમી ખાબમાં સઉ કંઇ જુએ છે અને પાસે બેઠેલા જાગતા માણસને કંઈ પણ માલૂમ થતું નથી.

**૧૯. ઇસાલે સવાબ**—મરનારને માટે દુઆ કરવાથી અને કંઇ ખેર ખેરાત દઇને યા કોઇ નેક કામ કરીને તેનો સવાબ બક્ષવાથી તેને સવાબ પહોંચે છે અને બહુ નફો થાય છે.

**૨૦. કિયામત**—એક દીવસ જરૂર એવો આવનાર છે કે ઇન્સાન, જીન, ફરિસ્તા, ઝમીન, આસમાન, અર્શ, કુરસી, ગરજકે આખું જહાન ફના થઇ જશે. સિર્ફ અલ્લાહ પાકની ઝાત જે કમાલની બધી સિફતોથી

મોસૂફ છે, બાકી રહેશે. એની પછી પાછા બધા જીવતા કરવામાં આવશે. જે કંઇ બુરૂં ભલું દુનિયામાં કીધું હતું તેનો હિસાબ કિતાબ થશે અને જઝા અને સઝા મળશે. એનું નામ કિયામત અને જઝાનો દિવસ છે. આવાગમનનો અકીદો એટલે રૂહ એક બદનથી નીકળીને બીજા બદનમાં જઇને ફરી દુન્યામાં આવે છે એ બિલ્કુલ બાતેલ અને ગલત છે. હા, દુનિયાના ફના થઇ જવા પર બધાને બીજી દુનિયામાં જવું છે જેને આખેરત કહે છે.

**૨૧. કિયામતની નિશાનીઓ**—કિયામતની તારીખ યા તેના આવવાનો વખત કોઇ પયગંબરે બતાવ્યો નથી. હા, તેની નિશાનીઓ આપણા પયગંબરે બતાવી છે જે પોતપોતાના વખતે જરૂર થનારી છે. મોટી નિશાનીઓ આ છે. ૧. ઇમામ મેહદી અલયહિસ્સલામ જાહેર થશે અને ખુબ ઇન્સાફથી બાદશાહી કરશે. ૨. કાણો દજ્જાલ નીકળશે અને દુનિયામાં ઘણો ફસાદ મચાવશે. ૩. તેને કતલ કરવાને હઝરત ઇસા અલયહિસ્સલામ આસમાનથી ઉતરશે અને તેને મારી નાખશે. ૪. યાજુજ માજુજ જેઓ ઘણા ઝબરદસ્ત લોકો છે તેઓ તમામ ઝમીન પર ફેલાઇ જશે અને ફિતનો ફસાદ મચાવશે. પછી તેઓ ખુદાના કહરથી હલાક થશે. ૫. દાબ્બતુલ અર્દ એક અજીબ બનાવટનું જાનવર છે તે મક્કાના સફા પહાડથી નીકળશે અને લોકોની સાથે ઇન્સાની ઝબાનમાં વાતો કરશે. ૬. કુરઆન મજીદ ઉડી જશે અને ૭. થોડા દીવસમાં બધા મુસલમાનો મરી જશે. બધી દુનિયા કાફેરોથી ભરાઇ જશે, પછી કિયામતનો સામાન શરૂ થશે. ૮. હઝરત ઇસ્રાફીલ અલયહિસ્સલામ સૂર ફુંકશે જે શીંગડાના શિકલની એક બહુ મોટી ચીઝ છે, તેનાથી ઝમીન અને આસમાન ફાટીને ટુકડે ટુકડા થઇ જશે. તમામ મખલૂક મરી જશે અને જેઓ મરી ચુકયા છે તેઓની રૂહો બેહોશ થઇ જશે. પણ અલ્લાહ તઆલાને જેઓનું બચાવવું મનઝુર

છે તેઓ પોતાના હાલ પર રહેશે. એક મુદત એજ કેફિયતમાં ગુઝરી જશે. પછી હઝરત ઇસરાફીલ બીજી વાર સૂર ફૂંકશે તો આખું આલમ પેદા થઇ જશે અને સઉ કિયામતના મેદાનમાં એકઠાં થશે. ત્યાંની તકલીફોથી ગભરાઇને સઉ લોકો પયગંબરોની પાસે સિફારિશ કરાવવા માટે જશે અને આખરે આપણા પયગંબર સલ્લલ્લાહો અલયહે વસલ્લમ બધાની સિફારિશ કરશે, અને હિસાબ કિતાબ શરૂ થઇ જશે.

૨૨. અમલોને તોલવાને માટે તરાઝુ રાખવામાં આવશે જેમાં નેકી બદીનું વઝન થશે. જેઓની નેકીઓનો પલ્લો ભારી થશે તેઓ જન્નતમાં જશે અને જેઓની બદીઓનો પલ્લો ભારી થશે તેઓ દોઝખમાં જશે. કેટલાક બેહિસાબ પણ જન્નતમાં જશે. આખી ઉમર જેણે જે કંઇ કર્યું છે તેને કિરામુન કાતેબીન ફરિશતાઓએ લખી લીધું છે તે આમાલનામાં બધાના મહફુઝ છે. તે દીવસે નેક લોકોના આમાલનામા તેઓના જમણા હાથમાં અને બુરા લોકોના આમાલનામા તેઓના ડાબા હાથમાં આપવામાં આવશે.

૨૩. આપણા પયગંબર સલ્લલ્લાહો અલયહે વસલ્લમ પોતાની ઉમ્મતને હવઝે-કવસરનું પાણી પીવાડશે જે દૂધથી વધારે સફેદ અને શહેદથી વધારે મીઠું હશે. દોઝખની ઉપર એક પુલ બનાવવામાં આવશે જેનું નામ પુલસિરાત છે અને સઉને તેની ઉપર ચાલવું પડશે. જેઓ નેક છે તેઓ પાર થઇને બહિસ્તમાં પહોંચી જશે અને જેઓ બદ છે, તેઓ તેના પરથી દોઝખમાં પડી જશે.

૨૪. **બહિશ્ત**—પેદા થઇ ચુકી છે અને તેમાં ઘણા મોટા દરજ્જાના મકાનો, ઉમદા ઉમદા બાગો, દૂધ અને શહેદ, નફીસ અને પાકીઝા શરાબ અને લઝીઝ પાણીની નહેરો અને હરેક કિસમની નેઅમતો છે. જેઓ તેમાં દાખલ થશે તેઓને કોઇ પણ કિસમનો ડર અને ગમ રહેશે નહી. અને તેઓ તેમાં હમેશા હમેશા રહેશે.

**દોઝખ**—એજ મુજબ દોઝખ પણ પેદા થઇ ચુકી છે. અને તેમાં સાપ, બિચ્છુ, આગ, ડંખવાલી માખ, અને તરેહ તરેહની તકલીફોના સામાન છે. જેઓમાં જરા પણ ઇમાન છે તેઓ પોતાના અમલોની સજા ભોગવીને યા પયગંબરો અને વલીયોની સિફારિશ પર દોઝખથી નીકળીને બહિશ્તમાં ચાલ્યા જશે. અને જેઓ કાફિર અને મુશરિક છે તેઓ તેમાં હમેશા હમેશા રહેશે અને તેઓને મોત પણ નહી આવશે. બહેસ્ત અને દોઝખની દરમ્યાન એક મુકામ છે જેનું નામ એઅરાફ છે. ત્યાંના લોકો જન્નતીઓ અને દોઝખીઓ બંનેને જોશે અને તેઓની સાથે વાત ચીત કરશે.

**૨૫. બક્શિશ**—અલ્લાહને અખત્યાર છે કે નાના ગુનાહો પર સજા દઇ દે યા મોટા ગુનાહને માફ કરી દે અને બિલકુલ સજા નહી દે. પણ તે શિર્ક અને કુફરના ગુનાહ કદી પણ માફ કરશે નહી, અને તેના સિવાય જે ગુનાહને ચાહશે તે પોતાની મહેરબાનીથી માફ ફરમાવી દેશે.

**૨૬. શફાઅત**—આપણા પયગંબર મોહમ્મદ સલ્લલ્લાહો અલયહે વસલ્લમ કિયામતના દીવસે બેશુમાર ગુનેગારોની સિફારિશ ફરમાવશે, અને આનુ નામ શફાઅત છે. આપની શફાઅત ત્રણ કિસમની થશે. ૧. કેટલાકને દોઝખમાં જવાથી બચાવવા માટે, ૨. કેટલાકને દોઝખથી કહાડવા માટે, ૩. કેટલાકના મરતબા વધારવા માટે. ત્રણે કિસમની શફાઅત કબુલ કરવામાં આવશે. તે વખતે આપનો બુલંદ મરતબો અને આપનું અલ્લાહના મહબુબ હોવું બધા આગલા પાછલાઓ પર જાહેર થશે. પછી બીજા અંબીઆ અલયહિસ્સલામ પણ શફાઅત કરશે અને આપની ઉમ્મતના ઉલ્મા, શોહદા અને અવલીયા પણ શફાઅત કરશે.

**૨૭. અલ્લાહનો દીદાર**—બહેસ્તમાં સઉથી મોટી નેઅમત અલ્લાહનો દીદાર છે, જે બહેસ્તીઓને નસીબ થશે, કે જેવી રીતે

દુનિયામાં આસમાન વાદળોથી સાફ હોય છે તે વખતે ચઉદમી રાતનો ચાંદ જોઇએ છીએ, એજ મુજબ તેઓ હક તઆલાને બેનિકાબ જોશે જેની લઝઝતની કોઇ હદ નથી. દુનિયામાં જાગતાં આ આંખોથી અલ્લાહ તઆલાને કોઇએ જોયો નથી અને કોઇ જોઇ શકતો પણ નથી.

૨૮. **ખાતેમા**—આખી ઉમર કોઇ ગમે તેવો બુરો ભલો હોય પણ જે હાલત પર તેનો ખાતેમા થાય અને ઝિન્દગીની આખરી સાંસ ગુઝરે તેનોજ એતેબાર છે.

૨૯. **તોબા**—આદમી આખી ઉમરમાં જ્યારેથી તોબા કરે યા ઇમાન લાવે તે અલ્લાહને ત્યાં મકબુલ છે. અલબત્ત મરતી વખતે જ્યારે દમ તૂટવા લાગે અને ફરિસ્તા દેખાય તો તે વખતે તોબા કબુલ થતી નથી તેમ ઇમાન પણ.

૩૦. જે લોકોનું નામ લઇને તેઓનું બહેસ્તી હોવું અલ્લાહ અને રસુલે બનાવી દીધું છે તેઓના સિવાય બીજાઓનું બહેસ્તી હોવાનો યકીની હુકમ લગાડી શકતા નથી. અલબત્તા, સારી નિશાનીઓ જોઇને સારો ગુમાન રાખવા અને અલ્લાહથી રહમતની ઉમીદ રાખવી જરૂરી છે. એજ મુજબ જેનું નામ લઇને અલ્લાહ અને રસુલે કાફેર કહ્યું નથી, યા લઅનત કીધી નથી તેનું નામ લઇને કાફેર કહેવું, યા લઅનત કરવી મોટો ગુનાહ છે. હા, એમ કહી શકીએ છીએ કે ઝાલિમો પર લઅનત, જુઠાઓ પર લઅનત.

**દુઆ**—યા અલ્લાહ, અમારા અકીદા અને અમલો દુરસ્ત ફરમાવ, અને ઇમાનની હલાવત આપ, અને દુનિયાથી ઇમાનની સાથે ઉઠવું નસીબ કર. કબરની એકલી અને તન્હાઇની વખતે મદદ કરજે અને કિયામતના દીવસે સુરખરૂ બનાવજે અને ઝિલ્લત અને રૂસ્વાઇથી બચાવીને જન્નતમાં દાખલ ફરમાવજે, કેમકે હર જગ્યા અને હર હાલ તારી મદદ અને તારા ફઝલની ઝુરૂરત છે.

# કેટલીક કુફર અને શિર્કની વાતો અને મોટા ગુનાહો.

૧. કુફરને પસંદ કરવો. ૨. કુફરની વાતોને સારી સમજવી ૩. કોઇ બીજાથી કુફરની કોઈ વાત કરાવવી ૪. કોઈ સબબથી પોતાના ઇમાન પર પશેમાન થવું કે અગર મુસલમાન નહી હોતે તો ફલાણી વાત હાસિલ થઇ જતે. ૫. અવલાદ વગેરેના મરી જવા પર રંજમાં એવી વાત કહેવી કે ખુદાને બસ એનેજ મારવું હતું, દુન્યામાં મારવાને માટે બસ એજ હતો, ખુદાને એવું જોઇતું ન હતું, આવો જુલમ કોઈ કરતો નથી જેમ તેં કીધો, વગેરે. ૬. ખુદા અને રસુલના કોઇ હુકમને બુરો સમજવો, ૭. તેમાં એબ કહાડવી, ૮. નબી યા ફરિસ્તાની હિકારત કરવી, ૯. તેઓને એબ લગાડવો, ૧૦. કોઇ બુઝુર્ગ યા પીરની સાથે એ અકીદો રાખવો કે આપણી દરેક હાલતની તેઓને હર વખત જરૂર ખબર રહે છે. ૧૧. નુજુમી, પંડિત યા જેના પર જીન ચઢયો હોય તેને ગેબની ખબરો પુછવી યા ૧૨. ફાલ ખુલાવવી, પછી તેને સાચી સમજવી. ૧૩. કોઇ બુઝુર્ગના કલામથી ફાલ જોઇને તેને યકીની સમજવી. ૧૪. કોઇને દુરથી પોકારવો અને એ સમજવું કે એને ખબર થઇ ગઇ, ૧૫. કોઇને નફા નુકસાનનો મુખ્તાર સમજવો. ૧૬. કોઇથી મુરાદો, રોઝી અને અવલાદ માગવી ૧૭. કોઇના નામનો રોઝો રાખવો. ૧૮. કોઇને સિજદો કરવો ૧૯. કોઇના નામનું જાનવર છોડવું યા ચઢાવો ચઢાવવો. ૨૦. કોઇના નામની મન્નત માનવી. ૨૧. કોઇની કબર યા મકાનનો તવાફ કરવો. ૨૨. ખુદાના હુકમના મુકાબલામાં કોઈ રસમને મુકદ્દમ રાખવી. ૨૩. કોઈની સામે ઝુકવું યા તસ્વીરની પેઠે ખડા રહેવું. ૨૪. કોઇના નામ પર જાનવર ઝબ્હ કરવા. ૨૫. જીન, ભૂત, પ્રેત વગેરેના છોડી દેવા માટે તેઓની ભેટ આપવી યા બકરા વગેરે ઝબ્હ કરવો. ૨૬ કોઇની દુહાઇ દેવી. ૨૭. કોઈ જગ્યાની કાબાની બરોબર અદબ અને તાઝીમ કરવી. ૨૮. કોઇના નામ પર બચ્ચાના કાન નાક વીંધવા

યા બાલી બુલાક પહેરાવવાં. ૨૯. કોઇના નામનો બાઝુ પર પૈસો બાંધવો યા ગલામાં નાડું નાખવું, સેહરો બાંધવો, બદ્ધી પહેરાવવી, ફકીર બનાવવો. ૩૦ અલી બક્ષ, હુસેન બક્ષ, અબ્દુન્નબી વગેરે નામ રાખવા. ૩૧. કોઇ જાનવર પર કોઇ બુઝુર્ગનું નામ લગાડીને તેનો અદબ કરવો. ૩૨. દુનિયાના કારોબારને તારાઓની તાસીર સમજવી. ૩૩. અચ્છી બુરી તારીખ અને દિવસનું પુછવું. ૩૪. સુગુન લેવો, ૩૫. કોઇ મહીના યા તારીખને મન્હુસ સમજવા, ૩૬. કોઇ બુઝુર્ગનું નામ વઝીફાના તોર પર જપવું, ૩૭. ખુદાની સાથે રસુલને મળવીને એમ કહેવું કે ખુદા અને રસુલ ચાહસેતો ફુલાનું કામ થઇ જશે. ૩૮. કોઇના નામ યા સરની કસમ ખાવી. ૩૯. તસ્વીર રાખવી, ખુસુસન કોઇ બુઝુર્ગની તસ્વીર બરકતને વાસ્તે રાખવી, અને તેની તઅઝીમ કરવી. ૪૦. જનોઇ બાંધવી યા માથા પર ચોટી રાખવી, એ સઉ શિર્કની વાતો છે, એ વાતોથી બહુ બચવું જોઇએ.

## કબીરા ગુનાહો

૧. નાહક ખૂન કરવું યા દાખલા તરીકે પોતાના બચ્ચાના જીવવા માટે ટોટકો કરવો જેથી બીજાનું બચ્ચું મરી જાય. ૨. મા બાપને સતાવવા, ૩. યતીમોનો યા કોઇનો નાહક માલ ખાવો ૪. છોકરીઓને વારસો નહી આપવો ૫. કોઇ ઓરતને જરા શક પર ઝિનાની તોહમત લગાડવી. ૬. કોઇ પર ઝુલમ કરવો. ૭. કોઇને તેની પાછળ બુરાઇથી યાદ કરવો, એનું નામ ગીબત છે. ૮. વાયદો કરીને પુરો નહીં કરવો, ૯. અમાનતમાં ખ્યાનત કરવી. ૧૦. ખુદાનો કોઇ ફર્ઝ જેમકે નમાઝ યા રોઝા યા હજ અને ઝકાતને છોડવી. ૧૧. કુરઆન શરીફ પઢીને ભૂલવી દેવું. ૧૨. જુઠું બોલવુ ખાસ કરીને જુઠી કસમ ખાવી. ૧૩. ખુદાના સિવાય બીજા કોઇની કસમ ખાવી

યા એ રીતે કસમ ખાતી કે મરતી વખતે કલમો નસીબ ન થાય, ઇમાન પર ખાતેમા (મોત) ન થાય. ૧૪. ખુદાના સિવાય ઓર કોઇને સિજદો કરવો. ૧૫. કોઇ મુસલમાનને કાફિર યા બેઇમાન યા ખુદાનો દુશ્મન કહેવો યા એ કે તારા પર ખુદાની ફિટકાર થાય. ૧૬. ચોરી કરવી, ૧૭. વ્યાજ લેવું યા શરઇ જરૂરત વગર વ્યાજ દેવુ. ૧૮. અનાજની મોંઘવારીથી ખુશ થવું ૧૯. કીમત દેઇને જબરદસ્તી ઓછું આપવું. ૨૦. તરાજુના કાટલા યા માપવાનો ગજ ઓછો રાખીને તોલ અને માપમાં કમ દેવુ ૨૧. ગેર મહરમની પાસે તન્હાઇમાં બેસવું ૨૨. ઝિના યા બદફેલી કરવી ૨૩. જુગાર રમવો યા સોગટા બાજી રમવી યા તાશ વગેરે રમવો ૨૪. કાફિરોની રસમો પસંદ કરવી યા તેઓના મેલા ઠેલાઓમાં શરીક થવુ ૨૫. ખાવાને બુરુ કહેવું ૨૬. નાચ જોવો યા રાગ વાજુ સાંભળવું. ૨૭. કુદરત હોવાં છતાં બીજાઓને ગુનાહથી નહી રોકવા અને મના નહીં કરવી ૨૮. કોઇની મઝાક મસખરી કરીને તેને બેઇજ્જત અને શરમિન્દા ક૦ ૨૯. કોઇનો એબ શોધવો. એ સઉ મોટા ગુનાહ છે જેઓને ક્બાએર કહે છે. અને સઉથી મોટો ગુનાહ એટલે અકબરૂલ ક્બાએર અલ્લાહનો શરીક ઠેરવવો છે.



પોતાના ખેશ અકારિબના રસાલે સવાબ માટે

| | | |
|---|---|---|
| મુહર્રમ ૧૩૪૭ હિ. | છપાવી પ્રસિદ્ધ કરનાર<br>હાજી ઇબ્રાહીમ દીનદાર, ખોલવાડ | પ્રત ૧૦ |

આ રિસાલો સુરત, ભાગાતાલાબ રોડ ઉપર આવેલા મુસ્લિમ-ગુજ. પ્રેસમાં અબ્દુલ્લાહ ફખરૂદ્દીન સૈયિદે છાપ્યો.

